॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

સ્વર્ગસ્થ સાક્ષર રત્ન શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી સંસ્થાપિત

મર્હુમ શેઠ શ્રી હરગોવિંદદાસ શાહની સ્વતંત્ર માલીકીની

## શ્રી દેશી નાટક સમાજ

ભાંગવાડી—પ્રિન્સેસ થીએટર



# વડીલોના વાંકે!

નાટકના ગાયનો તથા ટુંકસાર

છપાવી પ્રસિધ્ધ કરનાર:

(સ્વ.) હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ

માલેક:

**શ્રી દેશી નાટક સમાજ**

હાલ મુકામ—ભાંગવાડી પ્રિન્સેસ થીએટર



કીમ્મત ૪ આના

# સુચના

આ નાટકના સર્વ હક્ક શ્રી દેશી નાટક સમાજના માલિક હરગોવિંદદાસ જેઠાભાઈ શાહને સ્વાધીન છે માટે

શ્રી દેશી નાટક સમાજ માટે છાપી.
ઠે૦ નવી હનુમાન ગલી મુબઇ ૨.
તા. ૧૨-૭-૪૦

શ્રી ૧૧

શ્રી ગણેશાયનમઃ



# વડીલો ના વાંકે !

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર.



## શ્રી દેશી નાટક સમાજ

માટે

રચનાર:—**પ્રભુલાલ દયારામ દ્વીવેદી**

છપાવી પ્રસિધ્ધ કરનાર

**(સ્વ.) હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ.**

માલેક:—**શ્રી દેશી નાટક સમાજ**

ભાંગવાડી, પ્રીન્સેસ થીએટર, મુંબઇ.



સંવત ૧૯૯૬] આવૃત્તિ ૧૧ મી પ્રત ૩૦૦૦ [સને ૧૯૪૦



**કીંમત ૪ આના.**

# નીવેદન.

"વડીલોના વાંકે" ભલા વડીલોના વાંકે સંતાનોના સુખની આશા નષ્ટ થાય ખરી ? કોઈ કાળે નહી, વડીલોની આશીષ તો અનંત પાપો પ્રજાળનાર પુણ્ય ભંડાર સમી સંતાનોનો સુખનું સદાકાળ રક્ષણ કરનારી; અને વગર માગ્યે મળનારી આખુટ સંપત્તી છે પણ અધુરા હ્રદયનાં અને ઉચ્છંખલ સ્વભાવનાં સંતાનો જેને પોતાની ખામીઓ પોતાની ક્ષતીઓ જડતી નથી અને જડે તો સુધારવાની શક્તિ હોતી નથી તે તો એમજ માને કે સંસારિક જીવનમાં સુખ મળ્યું તો ભાગ્યથી અને મન માન્યુ સુખ ન મળ્યું તો વડીલોના વાંકે ! આવા હ્રદયો સદા અસંતોષી મિથ્યા આકર્ષણોના મોહમાં પોતાની અપુર્ણતાઓ ભુલી જનારાં અને સુખ ન હોય ત્યાં સુખ માટે ફાંફાં મારનારાં હોય છે, પ્રસ્તુત નાટકનાં મુખ્ય પાત્રો પણ થોડે ઘણે અંશે આ સ્વભાવના.

જેમાં પુષ્કર અને સમતા; કીર્તિકુમાર અને શોભના સુર અને સોહાગ, જનાર્દન અને જમના, બધા અસમાન, અને અણગમતાં, કોઈમા પતિને પત્ની અણગમતી તો ક્યાંય પત્નીને પતિ તરફ અભાવ, પુષ્કર આ બધાં પાત્રોથી જુદી કોટીનો એને સમજાય છે કે "પત્નીએ અણગમતા પતિને પ્રેમથી નિભાવે તો એવીજ ફરજ પત્ની પ્રત્યે પતિ શામાટે ન બજાવે" પુષ્કરની આ ન્યાય વૃત્તિ બીજા પાત્રો માટે પ્રેરણા સમી બની જાય તે અમે આજ ધ્યેય પર પ્રસ્તુત નાટકનું નાટય વિધાન !

શ્રી દેશી નાટક સમાજમાં મારી કૃતિ ઘણા લાંબા સમયે લગભગ પાંચ વર્ષે આવે છે અને તે મારા મુરબ્બી શ્રી હરગોવીંદદાસ શેઠના મારા તરફથી પ્રેમાળ લાગણીના પરિણામે. એમની પ્રકૃતિ અસ્વસ્થ છે છતાં મને પ્રોત્સાહન આપવામાં કંઇ બાકી રાખ્યુ નથી. અંતઃકરણથી ઈચ્છુ છું કે એમની પ્રકૃતિ જલ્દી સ્વસ્થ થાય અને નાટક તૈયાર કરવામાં ઉત્સાહી ડાયરેકટર રા. કાસમભાઈ તથા સંસ્થાના સંચાલકો અને બધા કાર્યકર્તાઓએ મને પુરતો સહકાર આપ્યો છે તેમને યશ મળે.

ઋણી—મને સદ્બુધ્ધિ આપનારા મારા વડીલોનો; ઋણી, શક્તિ આપનાર સર્વ શક્તિમાન પરમેશ્વરનો અને ઋણી, મારાં, નાટકને મીઠી નજરથી જોનાર માન્યવર પ્રેક્ષકોનો.

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજમાં "અક્ષયરાજ" નાટક બહાર પડયા પછી તરતજ–ટુંકા સમયમાં આ નાટક રજુ કરૂં છું એટલે ક્ષતિઓ જણાય તો ક્ષમા યાચતો.

નાટ્ય પ્રેમી જનતાનો

શનીવાર — ઋણી,

તા. ૨–૪–૧૯૩૮ — પ્રભુલાલ દયારામ દ્વીવેદી



# —: પાત્ર પરિચય :—

## પુરૂષ પાત્રો

**પુષ્કર**....................એક સંસ્કારી યુવાન
**સુરેન્દ્ર**....................પુષ્કરનો નાનોભાઇ
**કીર્તિકુમાર**..............વિલાસી યુવાન
**સ્નેહગોપાળ**............ વયોવૃદ્ધ અને અનુભવી ગૃહસ્થ. પુષ્કર અને કીર્તિકુમારનો સસરો
**દામુ**......................ગોપાળશેઠનો આશ્રિત અને મદદગાર
**જનાર્દન**................દામુનો ભત્રીજો, પુષ્કરનો નોકર
**રાઘુ**......................ભયંકર બદમાસ કીર્તિકુમારનો નોકર
**યદુરાય**..................કીર્તિકુમારનો નોકર
**ઉપરાંત**-રાઘુના છોકરા જનાર્દનનાં છોકરાં, નાગરીકો, પોલીસ વિ.

## સ્ત્રી પાત્રો.

—*—

**સમતા**..................પુષ્કરની પત્ની
**શોભના**................ .કીર્તિકુમારની પત્ની
**ભાગીરથી**..............પુષ્કરની માતા
**સોહાગ**..................યદુરાયની દીકરી
**જમના**..................જનાર્દનની પત્ની
**રેણુ**.....................જમનાની પાડોસીની દીકરી
**ઉપરાંત**—બ્હેનપણીઓ સેવિકાઓ વિ.

શ્રી

# વડીલો ના વાંક !

## નાટકનો ટુંકસાર

## ૦ અંક પહેલો ૦

### મંગળાચરણ

**પ્રવેશ પહેલો**—કોઇ જમાનામાં દીવાનગિરી ભોગવી ચુકેલા પણ હવે નિવૃતિ ભોગવતા દીવાન સ્નેહગોપાળની બે દીકરીઓ શોભના અને સમતા. એક ભણેલી બીજી અભણ. એકને પતિ ગમતો નથી, બીજી પતિને ગમતી નથી. સમતાનો પતિ જેલ ભોગવે છે. શોભનાનો સ્વામી વિલાસી અને દુરાચારી એટલે બન્ને દીકરીઓ પરણાવેલી છતાં વર્ષોથી બાપને ઘેર આ સ્થિતિમાં સ્નેહગોપાળને નિવૃતિ કે શાન્તિ ક્યાંથી હોય ? પણ જાણે અભણ છતાં શ્રધ્ધાળુ સમતાની શ્રધ્ધા ફળી હોય તેમ પુષ્કર કારાવાસમાંથી મુક્ત થાય છે અને સમતાની સાસુ તથા દીયર તેને તેડવા આવે છે દીવાન સ્નેહગોપાળ પ્રથમ તો સમતાને સાસરે વળાવવાની ના પાડે છે. કારણ કે પુષ્કર ધનવાન યુવાન અને સંસ્કારી છે જ્યારે સમતા અભણ અને અણઘડ એટલે બન્નેનો સંસાર સુખી નહી થાય આ એની માન્યતા પણ ભાગીરથી સમી ભાગીરથીનો આગ્રહ છે ત્યારે છેલ્લી દલીલ એ કે — અણગમતા પતિને નીભાવનાર સતીઓ ઘણી પણ

અણગમતી પત્નીને પ્રેમથી નીભાવનાર પુરૂષ કોઇ વિરલોજ હોય છે. ભાગીરથીનો જન્મ એજ કે "મારો પુષ્કર એવો વીરલોજ છે અને જો નહી હોય તો પુત્રને પત્થર માની ફેંકી દેતાં જરા અચકાઇશ નહી" આ શબ્દોથી ગોપાળ શેઠને સંતોષ થાય છે અને સમતાને વળાવે છે હવે શોભના વિશ્વાસુ માણસને કીર્તીકુમારની રીત ભાત કેવી છે તેની તપાસ કરવા અને તેને ઘેર નોકરી માગવા. મોકલે છે અને અણગમતા પતિને ઘેર જવા શોભના રાજી નથી છતાં જવાનો આગ્રહ કરે છે અને કહે છે કે "તારૂ સ્થાન જો તારા ઘરમાં ન હોય તો તારૂ સ્થાન જગતભરમાં નથી" પિતા આ મ્હેણા પર અભિમાની શોભના માન મુકી પતિને ઘેર જાય છે પણ એને લાગે છે કે "વડીલોના વાંક" એનું બલિદાન અપાઇ રહ્યું છે.

**પ્રવેશ બીજો**—ક્રાન્તિકારક ગણાઇ કારાવાસ ભોગવતો પુષ્કર ઘેર આવ્યો છે તેને સ્નેહીઓ અભિનંદન આપે છે જેમાં કીર્તીકુમાર પણ સામેલ પણ વિલાસી અને દુરાચારી કીર્તીકુમાર વિના કારણ પુષ્કરનું અનિષ્ઠ ઇચ્છનારો અને કારાબાસ અપાવવામાં કારણભુત થનારો એજ છે આ બધું પુષ્કર જાણે છે અને ખુલ્લા શબ્દોમાં કહે છે એટલે અભિનંદન આપવા આવેલો કીર્તી કટો શતરૂ બનીને પાછો જાય છે. પછીથી ઘણા વર્ષે પતિ પત્ની સમતા અને પુષ્કરનું મીલન આચાર વીચારમાં સ્વભાવમાં બન્ને એકજ અસમાન પછી પુષ્કરને અભણ અસંસ્કારી પત્નિ ના ગમે એમાં શી નવાઇ? પણ પ્રભાવશાળી

માતા પુત્રને કર્તવ્યનું ભાન કરાવે અને કહે છે કે:—

ભાગીરથી—ભાઇ કહો જો કદાચ સમતા સંસ્કારી અને સુઘડ હોત અને તમે અવિચારી આવડત વગરના ગમાર કે અણગમતા પતિ હોત તો તમારી પત્ની તમને નીભાવત ખરી કે?

પુષ્કર—જરૂર નારી હૃદય એટલું મહાન છે કે અણગમતા પતિને પુજ્ય માને.

ભાગીરથી—અને પુરૂષ એટલો બધો પામર છે કે સ્ત્રીની એકાદ ખામી ન નીભાવી શકે!

આ શબ્દોથી પુષ્કરને સ્વકર્તવ્યનું ભાન થાય છે અને સમતાને જેવી છે તેવીજ જન્મભર નિભાવવાનું વચન આપે છે. જેથી માતાને આનંદ, દીવાન સ્નેહગોપાળના હૃદયને સંતોષ અને સમતાને સમતાનાં ફળની સહજ ઝાંખી

**પ્રવેશ ત્રીજો**—પુષ્કરરાયને ત્યાં નોકરી કરતો જનાર્દન અને તેની સ્ત્રી જમના બન્નેનો ભારોભાર કડવાસ ભર્યો સંસાર માબાપની રહેણીકરણી જોઇને અવિવેકી બનેલાં છોકરાં આ દ્રશ્ય જોઇને સંતાપ કરતો જનાર્દનના કાકા દામુ જે દીવાનને મદદ કરવા માટે કીર્તીકુમારને ઘેર નોકર રહેવા આવ્યો છે ઇચ્છે છે કોઇ રીતે ભત્રીજાનો સંસાર સુખી થાય પણ જમના પતિના વાંક ખોળે છે. જ્યારે પતિદેવ ઘરમાં શાંતિ કે સુખ નથી એટલે રેણુ નામની એક માથા ફરેલ યુવતિ પાસે સ્નેહની આશા રાખે છે, એટલે દામુની ધારણા ફરતી નથી.

**પ્રવેશ ચોથો**—કીર્તીકુમારનું વિલાસી જીવન પોતાના નોકર યદુરાયની દીકરી સોહાગને લગ્નને બ્હાને કીર્તીકુમારે પોતાના

આવાસમાં ફસાવી છે અને સોહાગને કઈ રીતે બચાવવી એ યદુરાયને સુઝતુ નથી દુર્દશા ભોગવતી શોભના એને માર્ગ બતાવે છે, અને મદદ માગવા માટે પુષ્કર પાસે દીવાન સ્નેહ ગોપાળ પાસે મોકલે છે ત્યાં કીર્તિ કુમારનું આગમન. શોભનાપર અસહ્ય જુલ્માટ અને એક બાજુ પત્નીનું આક્રંદ અને બીજી બાજુ વાર વનિતાના પ્રેમાલાપ દીકરીની દુર્દશા સાંભળી ક્રોધે ભરાયેલા ગોપાળશેઠનું આગમન; જમાઇને શીખામણ; જમાઇના ઉધ્ધત જવાબો આખરે શોભનાનો પ્રહ્યાગ અને પુષ્કર આવતા યદુરાય અને સોહાગનો પણ બચાવ.

**પ્રવેશ પાંચમો**—યદુરાય અને સોહાગને બચાવવામાં અને શોભનાની સારવારમાં પુષ્કર આખી રાત ઘેર આવી શક્યો નથી એથી ઉજાગરો કરી રહેલી સમતા, સુરેન્દ્રની વાતચીત, ત્યાં પુષ્કર સોહાગ અને યદુરાયને લઇને આવે છે, સોહાગને જોઇ ભોળી અને અજ્ઞાન સમતા પ્રથમ તો વ્હેમાય છે. સ્વભાવ સુલભ ઇર્ષાળુ બને છે.

એથી પુષ્કરને થતી અસહ્ય મનો વેદના, અને સમતા એ વેદના જુવે છે, ભુલ સમજાવે છે. માફી માંગે છે, અને સોહાગના લગ્ન સુર સાથે થાય એમ ઇચ્છે છે. ભણેલી સોહાગ અને અભણ સમતાનો વિનોદી સંવાદ.

**પ્રવેશ છઠ્ઠો**—દામુ કીર્તીકુમારને ત્યાં નોકર રહ્યો છે અને એના ઘરની બધીજ બાતમી એના સસરા દીવાન સ્નેહગોપાળને પહોંચાડે છે ત્યાં સોહાગ અને સુરનુ સગપણ થાય છે એમ સાંભળી ક્રોધે ભરાએલો અને પુષ્કરને પાયમલ કરવાની યુક્તિઓ ખોળતો કીર્તીકુમાર રાઘુ નામના એક બદમાશની મદદથી એવો કાગળ મેળવે છે કે જેમાં સોહાગ યદુરાયની દીકરી ખરી પણ કોઇ પતિતાની આવું લખાણ છે આ કાગળ પ્રસંગવસાત ત્યાં આવી ચડેલા સુરેન્દ્રને હાથે ચડે છે અને ઉતાવળીઓ સુર નીચ માણસોની ચાલાકીમાં ફસાઇ જાય છે.

**પ્રવેશ સાતમો**—સુરેન્દ્ર અને સોહાગનું સગપણ થયું એમાં પુષ્કરને ઘેર આનંદનો મેળાવડો, અને સન્નારીઓના સમુહમાં ભળાતી સમતા, ત્યાં કીર્તીકુમારની ચલાકીનો ભોગ થયેલો ઉતાવળીયો સુર સોહાગને પતિતાની કન્યા કહી સબંધ બાંધવાની ના પાડે છે, જેથી ભાગીરથીનો ક્રોધ અને એમાં કીર્તીકુમારની છુપી ચીંગારીઓ: પરીણામ આનંદનાં મેળાવડામાં ખેદ, આઘાત અને અપઘાતના બનાવો જેમાં બળી મરવા ઇચ્છતી સોહાગને સમતા પોતાના હાથ બાળીને પણ બચાવે છે પણ યદુરાયને બચાવવામાં બહુ મોડા પડે છે અને એક નિર્દોષ માણસ કુટીલોની કુટીલતાનો ભોગ થાય છે.

**અંક પહેલો સમાપ્ત**

# * અંક ૨ જો *

**પ્રવેશ પહેલો**—કીર્તીકુમારે ધાર્યું હતું કે પુષ્કર પર અજમાવેલો દાવ સચોટ નીવડશે પણ તેમાંનુ કંઈજ ન થયુ બીચારો યદુરાય ગયો. પણ એની દીકરી સોહાગને ભાગીરથીના ઘરમાં માનથી આશ્રય મળ્યો સમતાના દાઝેલા હાથ સારા થયા અને વધારામાં કરેલી ભુલ સુધારવા માટે સુરેન્દ્ર છાતી પર આવીને ઉભો છે. અને સોહાગ નિર્દોષ છે એવી એવી કબુલાત હથીઆરની ધારે લખાવવા માંગે છે પણ સુર બીચારો સરળ સ્વભાવનો અને કીર્તી આટીઘુટીની રમત રમનારો એટલે સુર બીજીવાર ફસાઈ જાય છે અને શત્રુના હાથમાં કેદ થઈ જાય છે.

**પ્રવેશ બીજો**—અભણ અજ્ઞાન અશિક્ષિત પત્નિથી પુષ્કરને વારંવાર થતો ત્રાસ અને વેદના ત્યાં એક તરફથી ખેડુતો પુષ્કરને મદદ માટે બોલાવે છે. જ્યારે બીજી તરફથી સુરેન્દ્ર ગુમ થયો છે અને એના સંબંધની અનેક સાચી ખોટી વાતો પુષ્કર અને ભાગીરથીને અકળાવે છે અને નીરંતર ક્ષમાશીલ રહેનારો અને બુડાનું પણ ભલું ઈચ્છનારો પુષ્કર પળ ભર પોતાના સિધ્ધાંતોથી ચલિત થઈ કીર્તીને સજા કરવા તત્પર થાય છે ત્યાં દીવાન સ્નેહ ગોપાળ બચાને ધીરજ રાખવાનું કહે છે અને બન્ને કુટુંબના હીતાહીતનો ભાર પોતાને માથે લે છે, એટલે પુષ્કર લોક સેવાના કાર્યમાં જોડાય છે અને ખેડુતોને મદદ કરવા જાય છે ગરીબડી સમતા ઈચ્છે છે કે સ્વામી ભલે સીધાવે પણ હસતે મોઢે કોઈ દીવસ નહી અને

 

આજે સમતાએ એક ગંભીર ભુલ કરી છે અને તે ભુલ એ કે સુર હથીયાર લઇને કીર્તિને ત્યાં ગયો એ સમતાના મ્હેણાથી પુષ્કરને સમતાની આ ભુલ ભયંકર લાગે છે અને કહે છે કે હસતું મોઢું તો સુરને હસતો જોઇશ ત્યારે.

**પ્રવેશ ત્રીજો**—જનાર્દન અને જમનાના સળગતા સંસારમાં એક વધુ ચીંગારી; રેણુની સરળ વાતોને સ્નેહ સમજીને જનાર્દન એને પરણવા આતુર થયો જેથી ઘર ક્લેશ વધ્યો. દામુ કાકાની શીખામણ, દપકા બધુજ ફોકટ ગયું અને એ છોકરાનો પિતા ફરી પરણવા માટે ઘર છોડીને ચાલતો થયો.

**પ્રવેશ ચોથો**—કીર્તીકુમારની છેલ્લી જીત જે ઘરમાં પોતાને આશરો મળ્યો તે ઘરનું અનિષ્ટ થતું અટકાવવા માટે સોહાગ કીર્તીકુમારને પોતાના જીવનનું બલીદાન આપવા આવી પણ વૃદ્ધ દીવાન સ્નેહગોપાળે હવે કડક હાથે કામ લેવા માંડયું છે એ અનુભવી મુત્સદ્દીની માન્યતા છે કે કીર્તીકુમાર પાસે જ્યાં સુધી સાધનો અને સંપત્તિ હશે ત્યાંસુધી સન્માર્ગે પર નહી આવે, એટલે બધા લેણદારોનાં લેણાં ચુકવી મોટો લેણદાર પોતે થયો છે અને જરાએ સંકોચ વિના સસરો જમાઇના મકાન પર જપ્તી લાવ્યા છે તેને રોકવા અને સૌભાગ્યની શરમે અણગમતા પતિને બચાવવા શોભનાએ કાલાવાલા કર્યા પણ ડોસો ન માન્યો અને કીર્તીકુમાર માત્ર પહેર્યે કપડે ઘરમાંથી બહાર નીકળ્યો.

**પ્રવેશ પાંચમો**—રાઘુ અને તેના નિર્દય સહચરોનો છુપો નિવાસ રાઘુએ સુરને અહીં કેદ રાખ્યા છે અને પૈસા નથી મળતા

એટલે મારી નાંખવા તઇયાર થાય છે અચાનક પુષ્કરનું આગમન રાક્ષસ બનેલો રાઘુ આત્મબળ દાખવતો પુષ્કર પુણ્ય: અને પાપનો સંગ્રામ, આખર નીચ વૃત્તિ પર સદાચારની જીત અને પાપીઓનો હૃદય પલટો

રાઘુ બન્ને બાઈઓને છોડી મુકવા અને નીચ પ્રવૃત્તિઓ પણ છોડી દેવા તત્પર થાય છે પણ ન્હાસી છુટવાની સગવડ મળે એટલા માટે બન્ને બાઈઓને એક બે દીવસ કેદ રાખવા માગે છે. પુષ્કરનો નીમકહરામ નોકર જે પોતાના માલીકને ફસાવીને અહીં આવ્યો તેણે જોયું કે બન્ને રખડયા. એટલે પુષ્કરના કપડાં ઝવેરાત રોકડ નાણાં ગાટી, બધુજ લઇને ન્હાસી છુટવા તત્પર થયો પણ રાઘુ ચેત્યો અને નીમકહરામને તેની કરણીનું ફળ મળી ગયું ત્યાં તો પોલીસ આવી પહોંચી રાઘુએ જોયું કે નીમકહરામ નોકરનું શબ ઠેકાણે કરવાનો વખત નથી મોઢા પર પાંચ સાત જખમ કરી મોઢું ન ઓળખાય એવું કરી મુકયું અને પોતે ન્હાસી છુટયો પણ રાઘુની અધીરાઇએ પાછળ આવનારાઓને અવળે રસ્તે દોરાવ્યા મરનારનું કદ પુષ્કર જેટલું જે મોઢું ઓળખાય એવું ન્હોતું અને કપડાં અલંકાર અને સાથે બધા સાથેનો પુષ્કરનાં એટલાં પરથી બધાજ એને પુષ્કરનું શબ સમજ્યા, કાર્તિકુમાર તો એજ ઇચ્છતો એટલે એણે ખાત્રી આપી અને પગલે પગલે એની પાછળ આવતો અનુભવી વૃદ્ધ પણ આ દ્રશ્ય જોઇ સારૂં ખોટું ખોળવાની શકિત ખોઇ બેઠો, નોકરના શબને પુષ્કરનું શબ સમજ્યો અને ગરીબડી સમતાનું ભાગ્ય ફુટયું એમ માની મુછિંત થયો.

**પ્રવેશ ૬ ઠો**—દામુકાકાએ હવે આડે લાકડે આડો વેર કરવા માંડયો જનાર્દન ન સમજ્યો એટલે રેણુને પોતાનાં એક સ્નેહીના દીકરા જોડે પરણાવી દીધી અને જનાર્દનને નોકરીમાંથી રજા આપવી એટલે જનાર્દન ભાઈ ચારે કોરથી રખડયા.

**પ્રવેશ ૭ મો**—નોકરના સબને પુષ્કરનું શરીર માની ઘેર લાવ્યા છે અને ઘરના બધાજ માને છે કે ઘરનો દીવો બુઝાઇ ગયો. પણ નથી માનતી એક અસંસ્કારી અજાણ અને ગમાર મતીની સમતા શરીરને સ્પર્શ કરવા જતાંજ એ અચકાય છે અને સાફ કહે છે કે "હથેવાળે સ્વીકારેલો હાથ આ નથી." હજી પણ ઉપકારોપર અપકાર કરતો કીર્તી, બધાને ઠસાવવા માગે છે કે આ શરીર પુષ્કરનું છે પણ બધાની અજાયબી વચ્ચે પોતાની ભુલ સુધારવા આવેલો રાઘુ તેની નીચતા અને પોતાના કાર્યોની ભયંકરતા ખુલ્લી પાડે છે જેથી કીર્તીકુમારનો ચારે બાજુથી તીરસ્કાર સમતા હજી પણ વિનંતી કરે છે કે શોભનાની ખાતર કીર્તિકુમાર ને બચાવો પણ શોભના પોતેજ તાપ આપનારા શીરછત્રને બચાવવાની ના પાડે છે રાઘુને કેદ કરવા પોલીસ આવી પહોંચે છે. રાઘુ કેદ થવા કરતાં મરવું પસંદ કરે છે. અને મરણીયો બની બધા વચ્ચેથી છટકી જાય છે.



# —અંક ત્રીજો—

**પ્રવેશ પહેલો**– પુષ્કર મોતના મોઢામાંથી જીવતો રહયો છતાં ઘેર જવાને બદલે અધુરૂં કામ પુરૂં કરવાં અને ગરીબ ખેડુતોને મદદ આપવા ગામડામાં આવ્યો છે અને પૈસા ખોળતો કીર્તી પણ એજ ગામના જમીનદાર પાસે પૈસા માગવા આવ્યો છે જમીનદાર તો બાપસાહેબને પૈસા આપવાની ના પાડે છે. પણ પુષ્કર હજી પણ કીર્તીને મદદ કરવા ઇચ્છે છે આ ઉદારતા અનેક અપકારો સામે, આ ઉપકાર કીર્તીને શરમાવે છે, અને કીર્તીકુમારનો જીવન પંથ અહીંથી પલટાય છે. પછીથી જમીનદાર અને ખેડુતો વચ્ચે અથડામણ અને પંચભાગી થતો પુષ્કર.

**પ્રવેશ બીજો**– ગૃહિણી પદ શોભાવતી પોતાની ખામીઓ ટાળતી સૌજન્યથી ઘરના બધાને વશ કરતી પોતે હસતી અને બધાને હસાવતી સમતા સોહાગ અને સુરના હૃદયની આંટીઓ ઉકેલી બન્નેનાં મન મેળવી આપે છે. સુર અત્યાર સુધી સમતાને સમતા કહેતો, ભાભી નહીં; કારણ કે ભાભી સંબોધન માતાનાં મહત્તા દર્શાવનારૂં પણ સુર આજે પોતાની ભુલ સમજે છે. અને ખાત્રી થાય છે કે વડિલોનાં વાંકે વિઘ્ન ભર્યું નથી અનંત ઓજસ ભર્યું છે. હવે સમતા પણ પોતે અભણ રહી એ નારી જીવનની અપુર્ણતા છે. હવે એમ સમજે છે, અને પોતે અભણ રહી પણ બીજાને ભણાવવા માટે પોતાનાં અલંકારો અર્પણ કરે છે. આ દ્રશ્ય જોઇ ભાગીરથી અને પુષ્કરને થતો આનંદ. અને જવાબદારી સમજતી સમતા

**પ્રવેશ ત્રીજો**—ગરીબાઇનાં દુઃખ અનુભવતો જાત મહેનત પર જીવવા ઇચ્છતો અને કરેલા કૃત્યોનો પસ્તાવો કરતો કીર્તીકુમાર મારા પર બદમાસોને મલી જવાનો આરોપ છે. તેમાંથી બચાવવા ઇચ્છતો દીવાન સ્નેહ ગોપાળ; એને હવે જરાય મદદ ન આપવા ઇચ્છતી લાગણી વગરની શોભના; કીર્તી હવે ભાગ્યને તાબે થવાનો નિશ્ચય કરે છે. પણ આ બધી ચર્ચા સાંભળતો અને પોતાનાં છોકરાં અહીં છે એને મળવા આવેલો રાઘુ કીર્તીને નિર્દોષ ઠરાવવા માટે પોતે પોતાનો ભોગ આપે છે.

**પ્રવેશ ચોથો**—ઠોકરો ખાઇને ઠેકાણે આવ્યાં પછી દામુ કાકાના પ્રતાપે જમના અને જનાર્દનનો સુધરતો સંસાર.

**પ્રવેશ પાંચમો**—સુર અને સોહાગના લગ્નનો મેળાવડો. રાઘુએ બધા આરોપ સ્વીકારી લીધા, એને સજા થઇ, કીર્તિ નિર્દોષ ઠર્યો, છતાં ઘરનાં કોઇને લાગણી નથી, એમ સમજી ઘેર આવતો નથી અને મહેનત મજુરી કરીને પોતાનો નિર્વાહ ચલાવે છે. આ સ્થિતી શોભનાને અસહ્ય લાગી એથી, આત્મ હત્યા કરવા ગઇ અને મજુરવેશે રખડતાં કીર્તીકુમારેજ એને બચાવી લગ્નનાં મેળાવડામાં કીર્તીકુમાર શોભનાને બચાવીને લાવે છે ત્યાં કીર્તિકુમારનો સંપુર્ણ હૃદય પલટો સમતાની શીખામણ. શોભના અણગમતો પતિએ ભાવના ભુલી ગઇ, કીર્તિ માફી આપે છે અને પગે પડે છે. અને દીવાન સ્નેહગોપાળ તેની જપ્ત કરેલી બધીજ મીલકત તેને પાછી આપે છે અને આનંદના પ્રસંગમાં નાટકની પુર્ણાહુતિ.

**શાન્તિઃ** **શાન્તિઃ** **શાન્તિઃ**

શ્રી ૧।

# વડીલો ના વાંકે!

નાટકના ગાયનો



## —: અંક પહેલો :—

મંગલાચરણ:—

શ્રી ગિરિજા સુત પુરણ ધામ
    પ્રથમ સ્મરણ પ્રભુ પુનિત ધામ
વિઘ્ન હરણ, ગુણનાથ શરણ
    રિધ્ધિ સિધ્ધ આપ ચરણ
સુફળ સુયશ દાતા ગુણનિધિ જ્ઞાતા
    કોટી કોટી કરૂ પ્રણામ—શ્રી

સમતા— ૧

કે મારા દીવડીયાની જોત
    દીલમાં થાપન કરજે મા.
મારી આશા આછુ પોત
    મારાં દુ:ખડાં હરજે મા.

પત્થર એટલા દેવ ગણ્યા મેં
શ્રધ્ધા ભક્તિ પાઠ ભણ્યા મેં
અંતર ઓત પરોત મારો હાથ ધરજે મા
ચંદ્ર સુરજ ઉગે છે દાડાં
માઝમ રાત મને છે માઠાં
મારા સુખ સુરજની ગોત
આજે પુરી કરજો મા

પુષ્કર-સમતા— ૨

સંપુર્ણ જગતમાં ઈશ્વર એકજ
માનવ માત્ર અધુરાં
સદ્‌ગુણ જુએ છે શાણાને
અવગુણ અપાત્ર અધુરાં
કોઇને રચનારે રૂપ દીધાં, કોઇને દીધાં અભિમાન
કોઇ ધન ઘેલાં, કોઇ રસ ઘેલા, કોઇને દીધાંછે જ્ઞાન
સઘળુ નહિ સાથ દીધુ કોઇને
એ ભુલે પાત્ર અધુરાં

દામુ— ૩

અજબ જીંદગી અહિંની થઈ ગઇ દુઃખના ડુંગર તળે
લાગણી સાચી ક્યાંથી મળે

દી આખો દીલ ભારે દઇને માંડ રોટલો રળે
ખોલી નાની ભીંતે માંકડ;
એમાં ફરનીચરની આંકડ
એક્સીડેન્ટ પ્રાઇમસના થાતાં એમાં ભેરાં બળે-લાગણી
આવક ઓછી ડોળ વધારે
નિભાવ કરતા ઉછી ઉધારે
માંડ માંડ કંઇ બચાવ થાય તો ડોકટર એમાં ભળે-લાગણી

સોહાગ— ૪

વાંચી જાણે છે કોણ વગર લખ્યાં
કોરાં કોરાં છતાંય જીગર લખ્યાં
હોય જે લખેલ તે-તો વાંચે સહુ કોઈ
વગર લખ્યાં વાંચનાર ભાસે ન કોઈ
જે પ્રેમ પંથ રાચે
જે હૃદય ગ્રંથ વાંચે
જેને પાને પાને છે વાકય અમર લખ્યાં—

જાનારીઓ— ૫

જીગર નિચોવી આંખમાં ભર્યાં આંસુના પુર
તોય રહી ગઇ નજરથી પ્રેમ નગરીયાં દુર
સામે કીનારે આલી પ્રેમ નગરીયાં
પ્રેમનગરમાં પ્રેમી અમર વસે છે
એક અણુમાં આખું નગર વસે છે
ભરી ભરી તોય ખાલી પ્રેમ નગરીયાં
કામની ખાખ જેણે લગાડી લલાટે
એવા પ્રવાસી જાતા વસમી વાટે
ભેખ ધરી હું ચાલી પ્રેમ નગરીયાં—

સમતા— ૬

મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા
જોતીતી વ્હાલાની વાટરે–અલબેલા કાજે ઉજાગરો.
પગલે પગલે એના ભણકારા વાગતા
અંતરમાં અમથા ઉચાટરે–અલબેલા કાજે ઉજાગરો.
બાંધીમેં હોડ આજ નીંદરડી સાથ ત્યાં
વેરણ હિંચોળા ખાટ રે–અલબેલા કાજે ઉજાગરો.
ઘેરાતી આંખડીને દીધા સોગન મેં
મટકું માર્યું તો તારી વાતરે–અલબેલા કાજે ઉજાગરો.
આજના તે જાગરણે આતમા જગાડયો
(જાણે) ઉભી હું ગ ગાને ઘાટરે–અલબેલા કાજે ઉજાગરો.

સમતા–સોહાગ— ૭

ભણી ગણીને ભાષણ કરવા તમે જશો ત્યારે
તે ઘરની વેઠ કરશે કોણ ?
અને તમે જો અભણ રહ્યાં તો તમને ઘર વહેવાર
બ્હેની કહો શીખવશે કોણ ?
રાજ આપણાં રાંધણીયામાં પ્રધાન પાણીઆરાં
નારી જીવન તુચ્છ ન સમજો મનોરાજ્ય ન્યારા
ગમાર રહેશે ગૃહદેવી તો રાજ્ય ચલાવશે કોણ ?
ધરમ આપણો ધણીની સેવા સફલ કરે જન્મારો
નથી મુલ્ય કેવળ સેવામાં જો ન હોય સંસ્કારો
સોનું પણ જો ઘડયા વગરનું કંઠે ધરશે કોણ ?
બ્હેની કહો શીખવશે કોણ ?

સમતા અને સાહેલીઓ— ૮

જનેતાએ દીકરી સોંહાડી સાસરે
હૈયે ચાંપીને એને દીધી શિખામણ
જાળવજે પિયરની લાજરે હો દીકરી
દોહ્યલા છે સાસરવાસરે—
મ્હેણાં સાસુનાં બ્હેન સાંખતાં તે શિખજે
સાંખી રહેવામાં છે સુખરે હો દીકરી
હૈયે તે રાખજે હુલ્લાસરે —
કાઢી પીયળ એના ચમકંતા ભાલમાં
ટીલડી ચોડીને કહે માતરે-હો દીકરી,
ટીલડીનો રાખજો ઉજાસરે—




## — અંક બીજો —

ગાનારીઓ— ૯

ભુલી ભરોસે પ્રીત બાંધીરે પ્રેમ ઠગારો
દઈ ગયો વિરહના વ્યાધીરે-પ્રેમ ઠગારો
પ્રેમ ઠગારો, પ્રેમી ધુતારો
તુટયાં જીગર તુટયાં આશાંના તારો
કેમ સાધુ હુ સ્નેહ સમાધીરે-પ્રેમ ઠગારો—

સમતા— ૧૦

મારા દીલડાના દેવ તમને દીલમાંથી નહીં જાવા દઉં
જ્યાં નિરખુ ત્યાં સંભારણા જોઈ જોઇને જીવતી રહું
ક્યાંય ગયા નથી સામે વસો છો, હું રોઉં છું ને આપ હસો છો
વાંક તમે જો જોશો અમારા, હું કોને જઇને કઉં
ગાંડી ઘેલી પતિ ભક્તિ અમારી
સમજુ નહી હું ઝાઝી બીચારી
સમજું હુ શિરતાજ તમે અને હું ઓશીયાળી છઉં

જનાર્દન-જમના— ૧૧

લેશો નિશાશા પરણેતરના થાશો સુખી શી પેર !
પરણી થાશો દુઃખી
માનવીમાંથી કીધો જનાવર, વાણું હવે હું વેર-પરણી થાશુ સુખી
બબ્બે તે ઘરબાર ક્યાંથી નિભાવશો, બબ્બે છે છોકરાં ઘેર
જોતુ નથી ઘર તારૂ કંકાસણી કીધુ તેં જીવતર ઝેર
મારા જેવી કોઇ મળશે ન ખોળતાં પાછા પધારશો ઘેર
વરલીની પાળે વાણુ પદમાસન પાછો ન આવું ઘેર
પરણી.........

સોહાગ— • ૧૨

તમારે આંગણે આવી ભીખારણ છું તો ભીક્ષા દયો
શીખ્યા હોજો દયા ખાવી ભીખારણ છું તો ભીક્ષા દયો

ઉતારી લાજનાં અંચળ બનાવી ભીખની ઝોળી
નિરાશાથી ભરી લાવી ભીખારણ છું તો ભીક્ષા દયો
છતી આંખે ન અજવાળા, વસાયા ભાગ્યનાં તાળા
તમારે હાથ છે ચાવી ભીખારણ છું તો ભીક્ષા દયો

સોહાગ— ૧૩

શિતળ છેને દાહક પણ છે મોહક રૂપ અમારાં
અરપણ કીધાં તેને જ્યોતિ બીજાને અંધારાં
રૂપ મહીં એ આગ વસી જેમ ઠંડી આગ હિમાળે
વિકાર ભાવે જો નિરખો તો નિરખનારને બાળે
ખરીદનારાં ખોટ ખમે છે એનાં મુલ્ય અકારાં

છોકરાઓ— ૧૪

દીલ હોય અમીરી બીરાદર તો
બે હાલ છતાંય અમીરી છે
કંગાલ જીગર જો હોય નહીં કંગાલો માંહે અમીરી છે
ધન આવે ને વહી જાય ભલે
હક્ક જાળવજે હક્કનું ખાજે
ના હીણુકમાઈ પર નભતો એ તારો ન્યાય અમીરી છે

પુષ્કર— ૧૫

કોઇ ના કહે છે તમને એનુજ નામ આત્મા
રોકે છે પાપ કરતાં માનવને આમ આત્મા

કોઇ પાપ પંથ જાતા પગલુ પ્રથમ જે અચકે
કારણ જુઓ તો એનું હૃદયે વિરામ આત્મા
દુષ્કર્મ ઘોર કરતાં ધ્રુજે છે હાથ થરથર
ડંખી રહ્યું છે હૈયું રૂંધે છે હામ આત્મા
ધન જોઇએ તો દયો ભલે આત્મ દ્રોહી ના થાવ
તનની તૃષ્ણા હોય તો કરો હૃદય પર ઘાવ
હણવાને એક તત્પર બીજો હણાઇ જાવા
બંને હૃદય મહી છે રમનાર રામ આત્મા.

રેણુ— ૧૬

ભાવ હશે તો સ્વભાવ મળશે મન હશે તો માયા
પરખ હશે તો પ્રીતિ નભશે, પછી કયાં જશે કાયા
સ્નેહ હશે તો સંકટ સ્હેશું, આદર સાટે આંસુ દેશું
એક થશું એવાં કે જેવા તરૂને શીતલ છાયા
પ્રીતમ પ્રીતિ કપુર જેવી ઉડી જાય અણ દીઠી
છતાં ન જાતિ સુવાસ એમાં સુખના મર્મ છુપાયા

અંક બીજો સમાપ્ત.

# અંક ૩ જો

ખેડુતોના છોકરાઓ— ૧૭

હાંરે અમે ધરતી માતાનાં બાલુડા
રહીએ ધરતીને ખોળે છુપાઇરે
અમને દીવા છે સુરજને ચાંદલો
રોજ ચમકે તારાની રોશનાઇરે

અમને ઉંડા તે આભનાં ઓઢણાં,
વાયુ ઢોળે ઝુકીને વનરાઇ રે
હાંરે અમે ધરતી ખેડી ધાન નીપજ્યાં
પરસેવાના ખાતા કમાઇ રે
હાંરે કોઇ રૂઠે રીઝે કે કોઇ સાચવે
બીક શાની જ્યાં બેઠાં લુંટાઇ રે

સમતા, સુરેન્દ્ર, સોહાગ સખીઓ–૧૮

આતો લાખેણી લજ્જા કહેવાય ...શોભે ઘુંઘટડો
ચંદ્ર જાણે વાદળામાં છુપાય ......શોભે
મને થાતી મુંઝવણીને આંખો રૂંધાય......શોભે
ભાવ અંતરના ઘુંઘટમાં છાના રહે
નથી અંતરતો અંતરપટ શાના હવે
ઢાલ સુંદરતા કેરી લેખાય...શોભે
રૂપ શોભે છે લજ્જાની ઓથે રહી
નથી શોભા જોતીજે મુઝાવી રહી
મન મુઝેને નૈણાં હરખાય..... શોભે

પુષ્કર-સમતા— ૧૯

નરનારીથી સંસાર સમજી જવાબદારી
બે સરખાં જવાબદાર સમજી જવાબદારી
પુરૂષ પ્રકૃતિ બન્ને સરખાં સરજનહારે સરજ્યાં
હું સમજી નહિ ગમાર વસમી જવાબદારી
વિણ અભ્યાસે અમે અધુરાં અમને તમે નિભાવ્યાં
એ નથી કર્યો ઉપકાર વસમી જવાબદારી
હું જીવન આધાર હોઉતો, તું છે જીવન તરણી
તમે સુરજ હું ઝળકાર સમજી જવાબદારી

નચિકેતા — ૨૦

છાનો છાનો નંદનો કિશોર...માખણચોર
તારી વાંસલડી ચિત્તની ચોર...માખણચોર
તારી કાંધે છે કામળી કાળી કાળી
ઘેલી થાતી રાધા તને ભાળી ભાળી
ચોરી લીધા ને ગોપીના હૈયાં ચકોર...માખણચોર
તું તો માગે છે દાણ વ્રજ વાટે વાટે
ઊભો કાલંદરીને ઘાટે ઘાટે
ચીર ખેંચીને ન્હાસી જતો નઠોર...માખણચોર

જનાર્દન અને જમના— ૨૧

એક નવો રંગ ચડયો આજ મને સાચો મારગ જડયો આજ
હવે પાળુ પતીવ્રત મારા શિરતાજ......એક
ધર્મ પતિવ્રત જો તું નીભાવે
પાળીશ હું એક પત્નિ તણું વ્રત
જેથી ઘરમાં કકાસ કદીયે ન થાય
ફરજ સઘળુ કામનું હું લાવીશ માત્ર પગાર
ને પગાર શેમાં ખરચવો એ મારે માથે ભાર
તમે લાવો કમાઈ મારે ભોગવવું રાજ
એવું પાળુ પતિવ્રત મારા શીરતાજ

સમાપ્ત.

શાન્તિ ! શાન્તિ !! શાન્તિઃ

# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજના જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ પવિત્ર લીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશ્રુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપાલ ક.
૮ ભોજ કુમાર
૯ સરદારબા
૧૦ ઉમાદેવડી
૧૧ વીણાવેલી
૧૨ વિજયા વિજય
૧૩ મદન મંજરી
૧૪ ઉદયભાણ
૧૫ મોહીનીચંદ્ર
૧૬ ગીતા સુંદરી
૧૭ સતી સીતા
૧૮ ભદ્રાયુ
૧૯ સતી દ્રૌપદી
૨૦ અસુરી માયા
૨૧ શ્રી સન્યાસી
૨૨ જાલીમ દુલીયા
૨૩ સતી પદ્મીની
૨૪ અજીતસીંહ
૨૫ રૂકમીણી હરણ
૨૬ સતી દમયંતી
૨૭ કેશર કીશોરી
૨૮ ઉર્વશી
૨૯ રાઠોડ કન્યા
૩૦ સુભદ્રા હરણ
૩૧ પવિત્ર લક્ષ્મી
૩૨ હંસા કુમારી
૩૩ કુસુમલતા
૩૪ ગુલબકાવલી
૩૫ અભયસીંહ
૩૬ કર્મ ફળ
૩૭ નરસીંહ મહેતા
૩૮ કૃષ્ણ સુદામા
૩૯ સગાળશા
૪૦ મહાકવી કાલીદાસ
૪૧ રાજ રત્ન
૪૨ પ્રલ્હાદ વિજય
૪૩ કઉરવપાંડવ ભા. ૧
૪૪ જલંધર સતી વૃંદા
૪૫ કઉરવપાંડવ ભા. ૨
૪૬ લલિત પ્રિયા
૪૭ સૌંદર્ય
૪૮ દેવી દેવકુની
૪૯ મહારાજા અશોક
૫૦ સતી સુલોચના
૫૧ સરસ્વતીચંદ્ર
૫૨ બોલતો કાગળ
૫૩ સિધ્ધાર્થ બુધ
૫૪ દગાબાજ દુનીયા
૫૫ દેવી દમયંતી
૫૬ માયાના વીર
૫૭ મયુરધ્વજ
૫૮ વિજયધ્વજ
૫૯ વલ્લભાપતી
૬૦ વસંતવિણા
૬૧ કામલતા
૬૨ સત્યવાદી હરીશ્ચંદ્ર
૬૩ દેશ ભક્તિ
૬૪ મીનળ મુંજાળ
૬૫ દીવાન
૬૬ રાજ સંસાર
૬૭ લક્ષ્મી
૬૮ વીરપૂજન
૬૯ સમાજ સેવા
૭૦ વીર રમણી
૭૧ દેવી હોથલ
૭૨ દેશ દીપક
૭૩ સત્તાનો મદ
૭૪ ક્રાંતિ સ્થંભ
૭૫ અજયપાલ
૭૬ અશાબવતાર
૭૭ વીર ભુષણ
૭૮ શાંભર રાજ
૭૯ આત્મ નિર્ણય
૮૦ આર્ય અબળા
૮૧ સતી પ્રભાવ
૮૨ મોરલી સિંહ
૮૩ વિધીના ખેલ
૮૪ સાચા સજ્જન
૮૫ ઉગતો ભાનુ
૮૬ **વડીલોના વાંકે !**
૮૭ ઉદય પ્રભાત